શ્રી

# જેઠવા રાજવંશની

# કેટલીક વાર્તાઓ

ગુજરાતી પ્રાથમિક ત્રીજા ધોરણના
વિદ્યાર્થીઓને શીખવવા માટે

પોરબંદર રાજસ્થાને ટેકસ્ટબુક તરિકે
મંજુર કરેલી.

લેખક અને પ્રકાશક:
જગજીવન કાલિદાસ પાઠક
તાલુકા સ્કૂલ માસ્તર, પોરબંદર.

આવૃત્તિ પહેલી. ખ્રિ. સ. ૧૯૨૯

કિંમત ત્રણ આના.

ॐ

# અર્પણ પત્રિકા

ભારતવંશમણિ, મહીપતિમંડળભૂષણ, શ્રીમન્મહારાજા મહારાણાશ્રી **નટવરસિંહજી સાહેબ** બહાદુરની સેવામાં મુ. **સુદામાપુરી.**

જે ઉચ્ચ વંશમાં નામદારશ્રીએ જન્મ ધારણ કર્યો છે.
જે વંશ આર્યાવર્તમાં કુલિનતામાં ઉચ્ચ ગણાય છે.
જે વંશનાં ચરિત્રો લોકો હોંસેહોંસે ગાય છે.
જે વંશના ગુણોએ નામદાર વિભૂષિત છો.
ને પ્રજાને સુખ વરસાવી રહ્યા છો,
તે સૌ ગુણોથી મુગ્ધ બનીને,
આ નાનકડો વાર્તા રૂપ
ઐતિહાસિક ગ્રંથ
ઘણા નમ્ર ભાવે
અર્પણ કરીને
ધન્યભાગી
થાઉં
છું.

લી.
કૃપાકાંક્ષી સેવક,
**જગજીવન કાલિદાસ પાઠક**

**સૂચના :—**

આ પુસ્તકમાં લખેલી કોઈપણ હકીકત આ રાજસ્થાનને કોઈપણ રીતે બાધક નથી.

# બે બોલ.



શિક્ષણશાસ્ત્રીઓનો એવો મત છે કે ભૂગોળ ને ઇતિહાસના શિક્ષણની શરૂઆત તો ઘરને આંગણેથીજ થવી જોઇએ. પોતે જે સ્થળમાં ને રાજ્યમાં રહેતો હોય તેનાં ભૂગોળ, ઇતિહાસ જાણ્યાવિના દૂર દૂરના પ્રદેશનાં ઇતિહાસ ભૂગોળ જાણવાં એ ક્રમ-વિરુદ્ધ છે. અયોગ્ય છે.

અહીંઆં આ સંસ્થાનની ભૂગોળ તો ગુજરાતી બીજા ધોરણમાં શીખવાય છે, પણ જેઠવા રાજવંશનો ઇતિહાસ હજુ લગી કોઇ ધોરણમાં શીખવાતો નથી. કારણ એવા પુસ્તકનો હજુ લગી અભાવ છે. એ ખોટ પૂરી પાડવાને મેં આ નાનકડું, સાદી ભાષામાં રસમય ને બોધમય વાર્તારૂપે પુસ્તક લખ્યું છે.

જેઠવાવંશનો ઇતિહાસ ઘણો વિશાળ ને સુંદર છે. એમાં જેમ ઘણા પ્રભુભક્તો, શૂરવીરો ને આત્મ-ભોગ આપનારા પુરુષોનાં ચરિત્રો ભરેલાં છે, તેમ રાજનીતિનિકણુ પ્રાતઃસ્મરણીય રાજમાતાઓનાં ચરિત્રો પણ ગુંથાએલાં છે. એવા રાજવંશના ગૌરવનું સંપૂર્ણ આલેખન ટુંકાણમાં કરવું એ તો "ગાગરમાં સાગર" શમાવવા જેવી દુરાશાજ કહેવાય. છતાં એ વંશના ગૌરવનો કાંઇક અંશ પણ હું જો આમાં લાવી શકયો હોઉં તો તેમાં પ્રભુકૃપાજ સમજું છું.

ચતુર શિક્ષક આ જીવનચરિત્રોદ્વારા રાજભક્તિ વિકસાવી શકે, કલ્પના શક્તિ સતેજ કરી શકે ને ઉંચી લાગણીઓ પણ જાગ્રત્ કરી શકે.

આ નાનકડા પુસ્તકમાં સાલવારી ને નામાવલિ આપતાં શીખનાર ઉપર ગોખણભાર વધી જાય માટે તે આપેલ નથી. છતાં જરૂરની સાલજ માત્ર મૂળમાં કે ટિપ્પણમાં આપેલી છે.

આ રાજ્યની પ્રાથમિક શાળાનાં નીચેનાં ધોરણ માટે આવા સંક્ષિપ્ત ઇતિહાસની ઘણી જરૂર છે. ને તે લખાય તો સારૂં. એવી પ્રેરણા મને મ્હારા મે. આસિ. એજયુકેશનલ ઓફીસર સા૦ શ્રીયુત અમૃતલાલ ગોવિંદજી દોશી સા. તરફથી થઇ. ને તેથી આ પ્રયત્ન થયો. વળી તમામ લખાણ વાંચી જોઈ તેમણે યોગ્ય ફેરફારો સૂચવ્યા. ને તે પ્રમાણે આ પુસ્તક તૈયાર થયું. એ પ્રેરણા ને એ ઉત્તેજના માટે હું ઋણ દર્શાવવું ભૂલી શકતો નથી.

યથામતિ ને યથાશક્તિ મારાથી આ રાજ્યસ્થાનની આવી આછી પાતળી જે કાંઇ સેવાઓ થઈ છે ને થાય છે, તેમાં હું મારા જીવનની સફળતા ને ધન્યતા માની લઉં છું ને એ આનંદમાં વિરામું છું.

| | |
|---|---|
| આશ્વિન કૃષ્ણપક્ષ પંચમી. | લિ. કર્ત્તા |
| સંવત્ ૧૯૮૪ | જગજીવન કાલિદાસ |
| પોરબંદર. | પાઠક. |

॥ ॐ ॥

# શ્રી જેઠવા રાજવંશની કેટલીક વાર્તાઓ

## ( પુરાણકાળ )

### જેઠવા રાજવંશ.

વિદ્યાર્થીઓ! આપણે સૌ મહારાજા મહારાણાશ્રી નટવરસિંહજી સા૦ ના રાજ્યમાં રહીએ છીએ. એ નામદારશ્રી આપણા પર કેટલું બધું હેત રાખે છે? જાણે છોકરાં પર બાપ. રાણા સાહેબ બાપુ જેઠવાવંશના ક્ષત્રિય છે. એ વંશ ઘણો જૂનો છે. ને પવિત્ર છે. એમના મૂળ પુરુષ શ્રી હનુમાનજીથી થએલા છે. ચાલો, તમને એમની બધી સરસ વાતો કહું. મંદિરમાં તમે હનુમાનજીનાં દર્શન તો કર્યાં છે. એ રામના મોટા ભક્ત હતા. રામની સેવાઓ એમણે ઘણી કરેલી. શ્રી રામની વાત કહું છું.



# વાર્તા પહેલી—શ્રી રામચંદ્રજી

અયોધ્યામાં દશરથ રાજા થયા. તેમને ચાર પુત્રો. રામ, લક્ષ્મણ, ભરત ને શત્રુઘ્ન. ચારેમાં ભારે સંપ. ગુરુ પાસે ભણીગણી ચારે હોંશિયાર થયા. તે વખતે મિથિલામાં હતા જનક રાજા. તેમને સીતા નામે રૂપાળી કન્યા હતી. સ્વયંવરમાં બહાદુરી બતાવી શ્રી રામ સીતાજીને પરણ્યા. હવે દશરથે શ્રી રામને ગાદીએ બેસાડવાનું ધાર્યું. પણ ઓરમાન મા કૈકેયીની માગણીથી તેમને વનવાસ જવાનું થયું. સીતા ને લક્ષ્મણ તેમની સાથે ગયાં. ને નાશિક પાસે પંચવટીમાં રહેવા લાગ્યાં. એક વાર રામ લક્ષ્મણ શિકારે ગએલા. ઘેર સીતાજી એકલાં. ત્યાં બાવાનો વેશ લઇ અલેક અલેક કરતો લંકાનો રાજા રાવણ આવ્યો, ને સીતાજીને ઉપાડી ગયો. રામ લક્ષ્મણ પાછા આવી જુએ તો ઝૂંપડીમાં સીતાજી ન મળે. સીતાને શોધવા બંને ભાઇઓ ફરવા લાગ્યા. માર્ગમાં તેમને હનુમાનજી મળ્યા. શ્રી રામને જોતાં જ તેમના ઉપર હનુમાનજીની ભક્તિ જામી. ને તેમના દાસ થયા. હવે શ્રી રામની વાત સાથે સાથે હનુમાનજીની વાત પણ આવશે.



# વાર્તા બીજી—શ્રી હનુમાનજી

તમે આપણા રાજ્યના વાવટા ઉપર પણ હનુમાન બિરાજતા જોયા છે. એમની માનું નામ અંજની. બાપનું નામ પવનંજય. વિદ્વાનો કહે છે કે એ હૂક હૂક કરનારા વાનર નહોતા, પણ માણુસ હતા. વળી તે પરાક્રમી, રાજનીતિમાં હોશિયાર ને વ્યાકરણ શાસ્ત્રમાં પંડિત હતા.

હનુમાને શ્રી રામની સુગ્રીવ સાથે ભાઇબંધી કરાવી. રામે વાલીને હણી સુગ્રીવને તેનું રાજ્ય ને સ્ત્રી પાછાં અપાવ્યાં; એટલે સુગ્રીવે સીતાને શોધવા પોતાનાં માણસો મોકલ્યાં.

હિંદના નકશામાં આ લંકા જુઓ. આ કન્યાકુમારી જુઓ. હનુમાન ને તેમની ટૂકડી ત્યાં આવી. પણ લંકામાં જવાની કોઇને હામ ન થાય. હનુમાને તે કામ માથે લીધું. તે એકલા બહાદુરીથી લંકામાં આવ્યા. રાવણના ભાઇ વિભીષણને મળ્યા. તેને પોતાનો મિત્ર કર્યો. બધી વાત જાણી. પછી સીતાજીને મળ્યા. તેમને રામનો સંદેશો ને વીંટી આપ્યાં.

રાજી કર્યો. રાવણને મળ્યા. સીતાજી પાછાં આપવા એ મૂરખાને સમજાવ્યો. પણ મૂરખો હોય તે માને કે ? હવે હનુમાને પોતાનું બળ બતાવ્યું. આખી લંકા ભડભડ સળગાવી. રાવણના એક પુત્રને પણ મારી નાંખ્યો ને પોતે ખાઇ ઓળંગી પાછા મિત્રો તથા શ્રી રામને જઈ મળ્યા. આ બહાદુરી જોઇ રામ ભારે રાજી થયા.

હવે હનુમાન ને સુગ્રીવની સેના લંકા પર ચડી. ખાઈ પર પૂલ બાંધ્યો. રામનું મોટું લશ્કર લંકામાં આવ્યું. ને લડાઇનાં નગારાં ગડગડાવ્યાં. ભારે લડાઇ થઇ. રાવણનો બળવાન પુત્ર ઇંદ્રજીત મરાણો. કુંભકર્ણ પણ મરાણો.

રાવણને અહિરાવણ કરીને એક દોસ્ત હતો. તે એક રાત્રે છાનોમાનો રામ લક્ષ્મણને ઉપાડી ગયો. સવારે ઉઠીને જુએ તો રામ લક્ષ્મણ જ ન મળે ! ઉપાડી જનારનો હનુમાને પત્તો મેળવ્યો. ને તે અહિરાવણની રાજધાનીમાં ગયા. પણ રાજમહેલમાં જતાં એક પહેરાવાળે હનુમાનને અટકાવ્યા. એ પહેરાવાળાનું નામ મકરધ્વજ.



# વાર્તા ત્રીજી—મકરધ્વજ

મકરધ્વજ કોણ ? એ તો હનુમાનના જ પુત્ર. કોઈ કહે છે કે એ હનુમાનના પરસેવાથી માછલીને પેટે અવતરેલા. પંડિતો કહે છે કે ના. એ તો મચ્છલીપટ્ટણમાંથી હનુમાને દત્તક પુત્ર લીધેલા. અહીં બાપ દીકરાની ઓળખાણ થઇ. પણ મકરધ્વજ હતા સાચા નિમકહલાલ. એણે હનુમાનને રાજમંદિરમાં જવાની ચોખ્ખી ના પાડી. આથી બાપદીકરા વચ્ચે બથ્થંબથ્થા ચાલી. બાપે દીકરાને નીચે પછાડયો, ને બાંધ્યો. રાજમહેલમાં જઈ હનુમાને અહિરાવણને માર્યો. રામલક્ષ્મણને છોડાવ્યા. સૌ પાછા લંકા આવ્યા. વળી રાવણ સાથે લડાઇ ચાલી. લડાઈમાં પાપીઓ રાવણ મુઓ. ને સીતાજી રામને મળ્યાં. લંકાની ગાદી રામે વિભીષણને આપી. સૌ અયોધ્યા આવ્યાં. રામચંદ્રજી ગાદીએ બિરાજયા. ને એથી સૌ રાજી રાજી થઈ ગયાં. આખા લશ્કરને રામે પહેરામણી કરી. સીતા માતાએ હનુમાનને સાચા મોતીનો અમૂલખ હાર પહેરાવ્યો. પણ એ સાચા મોતીમાં પણ હનુ-

માને રામ નામ ન જોયું ! તેથી તમામ મોતી ભાંગી ફોડી નાંખ્યાં, ને માત્ર સીતારામની ભક્તિ જ માગી. હનુમાનજીની અનેક સેવાઓના સ્મરણ માટે શ્રી રામે મકરધ્વજને શ્રીનગરનું બોંતેરસો ગામનું રાજ્ય આપ્યું.

વિદ્યાર્થીઓ, તમારે શ્રીરામચંદ્રજી જેવા માબાપના આજ્ઞા પાળનાર થવું, ભાઇઓ ને મિત્રોપર માયાળુ થવું, હનુમાનજી પેઠે બળવાન ને ભક્તિવાન થવું ને મકરધ્વજ પેઠે નિમકહલાલ નોકર થવું.

મકરધ્વજ પછી તેમની ગાદીએ મયૂરધ્વજ થયા.



# વાર્તા ચોથી—મયૂરધ્વજ

પાંડવોએ કૌરવને મારી અશ્વમેધ યજ્ઞ કરવાનું ધાર્યું. પોતાના ઘોડાને દેશમાં ફરવાને છૂટો મૂકયો ને તેની પાછળ સેના લઇ અર્જુન તથા કૃષ્ણ ચાલ્યા. એ વખતે મયૂરધ્વજે પણ પોતાનો યજ્ઞનો ઘોડો છોડેલો. ને પાછળ સેના સાથે પોતાના પુત્ર તામ્રધ્વજને રાખેલો. બંને ઘોડા સામસામા થયા. ને મંડાણું યુદ્ધ. તામ્રધ્વજ જીત્યો. ને પાંડવોના ઘોડાને લઇ ચાલ્યો ગયો. હવે શું કરવું ? અર્જુન મુંઝાયો.

મયૂરધ્વજ ભારે દાન દેનાર રાજા હતા. તેની ખાત્રી કરાવવા કૃષ્ણે બ્રાહ્મણનો ને અર્જુને બ્રાહ્મણ પુત્રનો વેશ લીધો. ગયા મયૂરધ્વજ પાસે. ને તેનું જમણું અર્ધું શરીર માગ્યું. ઘણી ખુશીએ રાજાએ પોતાનું શરીર વેરાવી આપવા માંડયું. તે વખતે તેની ડાબી આંખમાંથી આંસુનું એક ટીપું ખર્યું. બ્રાહ્મણે કહ્યું:—“ રાજા, તું કચવાતે મને દાન આપે છે, તેથી તને આંસુ આવે છે. તો દાન આપવું રહેવા દે.” રાજાએ કહ્યું:—“ નહિ મહારાજ ! મારૂં જમણું

અંગ તો દાનમાં વપરાણું, પણ ડાબું અંગ નકામું જવાનું છે માટે ડાબી આંખ રડે છે."

આ ઉપરથી રાજી થઇ કૃષ્ણે પોતાનું રૂપ પ્રગટ કર્યું. ને રાજા ઉપર પ્રસન્ન થયા. પ્રભુનાં દર્શન થતાં ધન્ય જીવતર માની રાજાએ યજ્ઞ પૂરો કર્યો. ને પોતે પાંડવોના યજ્ઞમાં ગયા. ધન્ય છે એવા દાતારને !

ત્યાર પછી કેટલેક વખતે આ વંશના રાજાઓ "કુમાર" અટકથી ઓળખાવા લાગ્યા. જેમાં છઠ્ઠા "કુમાર" અટકવાળા શીલકુમાર થયા.



## વાર્ત્તા પાંચમી—શીલકુમાર

જે વખતે શ્રીનગરની ગાદીએ રાજા શીલકુમારઃ તે વખતે દિલ્હીની ગાદીએ રાજા અનંગપાળઃ પણ અનંગપાળને શત્રુઓ ભારે કનડે. તેથી શીલકુમારે મદદ કરી અનંગપાળના શત્રુઓને હરાવ્યા. આથી અનંગપાળે પોતાની પુત્રી શીલકુમારને પરણાવી. સાથે પહેરામણી પણ ઘણી આપી.

ફરતા ફરતા એકવાર શીલકુમાર બડો ડુંગરમાં આવ્યા. એનાં વાદળ સાથે વાતો કરતાં ઉંચાં શીખરો જોયાં. ફરતી લીલીછમ જમીન જોઇ. થોડે દૂર ઉછાળા મારતો ને ગડગડાટ ગાજતો દરિયો જોયો. એથી ત્યાં કિલ્લો બંધાવવાનું મન થયું. કામ ચાલતું કરાવ્યું. ને સુંદર કિલ્લો ને રૂપાળું શહેર બંધાવ્યું. એ જ રમણીય શહેર ઇતિહાસ પ્રસિદ્ધ ઘુમલી.

આ વખતે આ રાજ્ય બહુ જ આબાદ હતું. ને એની હદમાં જ નાગણા, મોરબી ને ઢાંક વગેરે આવતાં હતાં.

શીલકુમાર પછી કેટલાક "કુમાર", "રાજન્" ને "મહારાજ"ની અટકવાળા રાજાઓ થયા. તેમાં 'જેઠુજી' મહારાજના નામ પરથી "જેઠવા" અટક થઈ.



( મધ્યકાળ )

# વાર્તા છઠ્ઠી. જેઠવા સંઘજી ને રાણાનો ખિતાબ.

આ રાજવંશની કૂળદેવીનું નામ માતા વિંધ્યવાસિની છે. જેઠવા સંઘજી માતાના ભારે ભક્ત હતા. માતાનું ધ્યાન ધરતા ધરતા એ એક રાતે પોઢી ગયા. માતાજી સ્વપ્નામાં આવ્યાં. ને કહ્યું:–“ રાજા, ઉઠ. તારૂં મોરબી જીતવા ચાલીશ હજારનું લશ્કર લઇ પાટણનો રાજા ચડી આવે છે.”

બસ. રાજાની ઉંઘ ઉડી ગઈ. લડાઇનાં વાજાં વગડાવ્યાં. પોતે ને પોતાનો નાનો ભાઈ લશ્કર લઈ શત્રુ સામે ધસ્યા. ધ્રાંગદ્રા પાસે હાલ “ થળા ” ગામ છે, ત્યાં શત્રુ સથે ભેટે થયો. જેમ ખેડુત ઘાસ કાપે તેમ જેઠવા લશ્કર શત્રુ સેનાને કાપવા લાગ્યું. શત્રુ હાર્યો. એટલે તેણે પોતાની પુત્રી રાણા સંઘજીને. પરણાવી. ને પોતાનો “ રાણા ”નો ખિતાબ પણ જેઠવા રાજાને ભેટ કર્યો. ત્યારથી આ વંશના રાજાઓ “ રાણા ” કહેવાવા લાગ્યા. રાણા સંઘજીની ત્રીજી પેઢીએ દેશ પ્રસિદ્ધ રાણા હાલામણ થયા.



## વાર્તા ૭ મી—હાલોજી (હાલામણુ)

ગાદી વારસ હાલાજી (હાલામણુ) નાની ઉંમરના હતા. તેથી તેમનું રાજ્ય તેમના કાકા શીઆજી ચલાવતા. પણ રાજ્ય સત્તા એ ભારે મોહ પમાડનાર વસ્તુ છે. ભલા માણુસની બુદ્ધિને પણ એ ભમાવી નાંખે છે, ને સારા નઠારાનું ભાન ભૂલાવે છે. કૈકેયીની બુદ્ધિ શાથી બગડી? રાજ્ય લોભથી. કૌરવોનો નાશ શાથી થયો? રાજ્ય લોભથી.

રાજ્યસત્તાનો સ્વાદ ચાખતાં શીઆજીમાં રાજ્ય લોભ પેઠો. ને વિના કારણે કુમાર હાલામણુને દેશવટો દીધો. માતા કૈકેયીની આજ્ઞા માથે ચડાવીને જેમ શ્રી રામચંદ્ર વનવાસ ગયા હતા, તેમ કાકાની આજ્ઞા માથે ચડાવી ગાદી વારસ ઉદાર કુમાર હાલાજી દેશવટે નીકળ્યા.

રાજકુમાર હાલામણુનાં રાણીનું નામ સોન હતું. એ જોડલું જેવું પવિત્ર, પ્રેમાળ ને સદ્‌ગુણી હતું તેવું કાવ્યકળામાં પણ કુશળ

હતું. પોતાના સ્વામી દેશવટે સીધાવતાં સોન રાણીને ઘણું દુઃખ થયું. પણ તેમણે ધીરજ રાખી વેઠયું.

તડકા છાંયાની પેઠે સુખ દુઃખના પણ વારા હોય છે. જેમ તડકો હોય ત્યાં ઘડીમાં છાંયો, ને છાંયો હોય ત્યાં ઘડીમાં તડકો આવે છે, તેમ દુઃખ પાછળ સુખ ને સુખ પાછળ દુઃખ આવે છે.

કેટલેક વરસે શીઓજી ગુજરી ગયા. એટલે રાણા હાલાજી આવી પોતાની વહાલી રાજધાની ઘુમલીની ગાદીએ બેઠા, ને રાણી સાથે સાથે રહી ઘણાં વર્ષો લગી પોતાની પ્રજાને પુત્ર પેઠે પાળી સુખ આપ્યું. આથી આ રાજારાણીનું નામ દેશમાં અમર રહ્યું છે, ને તેમના નામના+ દુહા આખા દેશમાં હોંસે હોંસે ગવાય છે.



+ સોનરાણી ને રાજવી હાલામણના દુહા એ જૂના લોકસાહિત્યનો એક અણમૂલો ખજાનો છે.

## વાર્તા ૮ મી—રાણા મેહજી

રાણા હાલાજીની ત્રીજી પેઢીએ આ રાજા થયા. એક વાર તે મૃગને હણવા જંગલમાં ગયા. ત્યાં તેમને માથે મૂશળધાર વરસાદ તૂટી પડયો. શરદીને લીધે રાજાનું શરીર બેભાન થઈ ગયું. તો પણ સ્વારને માથે લઇ છબ છબ પગલાં પાડતો ઘોડો ઠેઠ ઠાંગા ડુંગરની પાસેની એક ઝુંપડી પાસે જઈ પહોંચ્યો. ત્યાં અમરો કાજો નામે ચારણ પોતાની પુત્રી સાથે રહેતો હતો. પુત્રીનું નામ ઉજળી. તે કુંવારી તથા સુંદર હતી. સારવાર કરી તેણે રાજાની બેશુદ્ધિ મટાડી, ને જીવિતદાન આપ્યું, તથા પોતે મનથી રાજાને જ પરણવાનો નિશ્ચય બાંધી લીધો.

શરીર ઠીક થતાં રાજા ઘુમલી ગયા. થોડે દહાડે અમરો કાજો મરી ગયો, ઉજળી નિરાધાર થઇ. ને ઘુમલી આવી. જેઠવા રાણા સાથે પરણવાની તેમણે માગણી કરી. પવિત્ર રાજાને આ વાત ન ગમી. પોતાના વંશની

પવિત્રતાનું એને જ્ઞાન હતું, તેણે ઉજળીને કહાવ્યું કે "તારે ગમે તેટલું ધન* લે; પણ આવી વાત મૂકી દે." ચારણ પુત્રીએ પણ બીજાને ન પરણવાની પોતાની પ્રતિજ્ઞા છોડી નહિ. એ જ રટણમાં તે ગાંડી થઇ મરણ પામી. 'મને જીવતદાન આપનારની આ દશા ?' એવી દયામાં રાણા મેહજીનું પણ મરણ થયું. છતાં છેલ્લી ઘડી લગી તેમણે પોતાનો પવિત્ર વિચાર ન ડગાવ્યો ! એનું નામ પવિત્રતા ને એનું નામ ટેક !



---

* કણ દાણો કોય, કહે તો દઉં ગાડાં ભરી;
તારે હૈયે લાલચ હોય, તો માગને આવી ઉજળી !
ચારણ એટલા દેવ, તને જોગમાયા કરી જાણીએ;
લોહીનાં ખપ્પર ખપે, તો બૂડે બરડાનો ધણી !

મેહ ઉજળીના સંવાદના દુહા ઘણા સુંદર ને આ દેશમાં જાણીતા છે.

## વાર્તા નવમી—રાણા નાગાર્જુન

રાણા મેહજીની ચોથી પેઢીએ રાણા નાગાર્જુન થયા. એ વખતે આ દેશમાં શાલિવાહન નામે બળવાન રાજા હતો. સૌરાષ્ટ્રમાં આવેલા જેઠવાના મોટા રાજ્યની તથા રાજા નાગાર્જુનની કીર્તિ તેને કાને પડી. એટલે તેણે નાગાર્જુનને પોતાની તાબેદારી કબૂલવા કહેણુ મોકલ્યું. શરણે જવા કરતાં સામું સંગ્રામે જવું એ શૂરવીર નાગાર્જુનને વધારે ગમ્યું, સામસામાં લશ્કરોનો ભેટો થયો. તેમાં રણચતુર નાગાર્જુને શકારિ શાલિવાહનના લશ્કરનો પૂરેપૂરો પરાભવ કર્યો, એટલે માનભંગ થઈ શાલિવાહન પાછો ગયો. એક વાર અપમાન પામેલો શાલિવાહન વળી ફરી વાર બળવાન લશ્કર લઈ ચડી આવ્યો. હાલ જ્યાં ઢાંક છે તે ઠેકાણે તે વખતે જેઠવા રાજાનું પ્રેહ પાટણ નામે મોટું ને સુંદર શહેર હતું. કહેવાય છે કે એ શહેરને કોઠાવાળા મજબુત ચોવીસ તો મોટા દરવાજા હતા. ઘણા દહાડા લડાઈ ચાલી. તેમાં નાગાર્જુન

ઘણી બહાદુરીથી લડયા. ને છેલ્લે શિર કપાયા પછી પણ તેમના ધડે ભારે પરાક્રમ કર્યુ. આ લડાઇમાં પ્રેહ પાટણનો નાશ થયો. ઢાંક પાસે જ્યાં એ વીરનું શિર પડેલું હતું; ત્યાં હજુ પણ તેમની પૂજા થાય છે, ને માનતાઓ ચાલે છે. ત્યાર પછી જામ બામણીએ ઘુમલીનો* નાશ કર્યો, ને રાજગાદી રાણપુરમાં ગઈ.



---

* સંવત્ ૧૩૬૯ માં. ઘુમલીનાં ખંડેરો પોરબંદરથી ઈશાને ૧૮ મૈલ દૂર બર્ડા પર્વતમાં ભાણવડ પાસે આવેલાં છે. એ ખંડેરોમાં શિલ્પ કામોથી શોભતું અનેક સ્થંભોવાળું "નવલખા" નું શિવાલય હજુ પણ ઘુમલીની પ્રાચીન જાહોજલાલીની ઝાંખી કરાવે છે. એ સ્થાન અત્યારે જામ સાહેબની હદમાં છે.

( સાંપ્રતકાળ )

## વાર્તા ૧૦ મી—રાણા રામદેવ

જે વખતે રાણપુરની ગાદીએ રાણા રામદેવ, તે વખતે જામનગરની ગાદીએ જામ સતાજી. રાણાને જામ મામા થાય. પણ મામો ભારે રાજ્ય લોભી. ચારણ કાવિદાસ લાંગાને મોકલી તેણે ભાણેજને મોસાળ તેડાવ્યા. ભલા ને ભોળા રામદેવ મામા મામીને મળવા ગયા, પણ મામાના મનમાં તો કપટ હતું. મહેલમાં જઇ તેણે ભાણેજનો ઘાત કરાવ્યો, ને તેના શબની ગાંસડી ચારણ કાવિદાસને સોંપી. ચારણ બિચારો શું કરે ? પોતાના કુટુંબનાં ૧૮ માણસો સાથે તે ત્યાં જ બળી મુઓ.

હવે જામે લશ્કર મોકલ્યું. ને ઓખીરાની ખાડી લગીનો રાણાનો મુલક ઝૂટવી લીધો. આથી રાજકુટુંબ થોડો વખત ટીંબીમાં પછી ત્રવડામાં ને પછી છાંયામાં આવી રહ્યું.



## વાર્તા ૧૧ મી--રાજમાતા કલાંબાઇ

નાના રાજકુમારને લઈ રાજમાતા કલાંબાઈ છાંયામાં આવ્યાં. પણ હિંમત હાર્યા નહિ. ક્ષત્રિય જાતિને શોભે એવા તમામગુણો રાજમાતામાં હતા. તે વખતની પ્રજામાં પણ ઘણી રાજભક્તિ ને શરીરબળ હતાં. દરિયામાં કોઈનું વહાણ ભાંગ્યું ને તેમાંથી રાજમાતાને ઘણું ધન મળ્યું. એ ધનથી તેમણે મેરા ને રબારીઓનું લશ્કર ઉભું કર્યું. એકજ તડાકે તેમણે બોખીરામાંથી જામના દાણીને ઉઠાડી મૂકયો. વળી બર્ડોપર્વત પાસેનો ઘણો મુલક —પણ જામ પાસેથી પાછો પડાવી લીધો. છાંયામાં રાજમહેલ ચણાવ્યો. ને રાજ્યને મદદ કરનાર મેર રબારીઓને ગામોની નવાજેશ કરી. રાજ્યમાં સાત ઠેકાણે કિલ્લા બંધાવ્યા. પ્રજાને સુખ આપ્યું ને બાળકુમાર ખીમાજીને ઉત્તમ રાજા થાય એવું શિક્ષણ આપ્યું. રંગ છે એવાં રાજમાતાને ! ખીમાજી ગાદીપતિ થયા પછી થોડે વર્ષે રાજમાતા સ્વર્ગવાસી થયાં. પણ હજુ એ રાજમાતાને લોકો ભક્તિ ભાવે સંભારે છે.



# વાર્તા ૧૨ મી. રાણા સુલતાનજી

રાણા ખીમાજીથી છઠ્ઠી પેઢીએ રાણા સુલતાનજી થયા. મોગલાઈ રાજ્ય તૂટયું, એટલે આ વખત "મારે તેની તરવાર"નો હતો. આથી એમના અમલનો ઘણો વખત પાડોશનાં રાજ્યો સાથે લડાઈમાં ગયો.

રાણાજીએ વડાળા (ભેટાલી)માં કિલ્લો બંધાવ્યો. જામને તે ન ગમ્યું. તેથી મેરામણ ખવાસને લશ્કર કોટ સાથે લડવા મોકલ્યો. રાણાના બહાદુર સૈન્યે મેરામણને હરાવ્યો.

જૂનાગઢના નવાબ પાસે કલ્યાણજી દિવાન હતો. એણે રાણાની સરહદનાં ગામો લૂટયાં. એ વખતે રાણાશ્રીને આશરે રણછોડજી દિવાન આવેલા. તેમણે કુતિયાણાપર ચડાઇ કરી કલ્યાણજીને હરાવ્યો ને નવાબની કેટલીક તોપો પડાવી લીધી.

રાજગાદી છાંયામાંથી ફેરવી પોરબંદરમં આણી.

પોતાના કુમાર હાલાજીને રાજકાજ સોંપી ઘડપણમાં આ રાજાએ ઇશ્વરભજનમાં જીવતર ગાળ્યું. એ ઠેકાણું આજે સુલતાનબાગને નામે જાણીતું છે. આ રાજા કવિ પણ હતા, તેમણે કવિતા વિષે એક પુસ્તક પણ લખ્યું હતું.



# વાર્તા ૧૩ મી—કુમારશ્રી હાલોજી.

પિતાના વખતથી જ પાટવીપુત્ર હાલાજી "કુમાર હાલાજી" એવી સહીથી રાજ્યનું કામ ચલાવતા. તે રાજા થયા, તોપણ એવી જ સાહાઈથી કામ કર્યું, માટે આપણે પણ તેમને "કુમાર હાલાજી"જ કહીશું.

એમના વખતમાં પેશ્વાઇ નબળી પડી. અંગ્રેજી અમલ શરૂ થયો. કાઠિયાવાડી રાજાઓ અંગ્રેજીસત્તા સાથે દોસ્તીની શરતોએ બંધાણા. કુમાર હાલાજી પણ તેમાં જોડાયા. ચોરી લૂંટ-ફાટ હવે બંધ ગયાં. ને દેશમાં શાન્તિ પથરાવા લાગી.

રાણાકંડોરણાનો કિલ્લો સાચવવા એક જમાદાર મૂકેલો. લાંચ લઇ તેણે તે કિલ્લો જામજશાજીને સોંપ્યો. આથી લડાઇ થઇ, ને રાણાશ્રીએ કિલ્લો પાછો મેળવ્યો.

એમના પાટવીપુત્રનું નામ પ્રથીરાજજી. તેમને હલકા માણસોએ ચડાવ્યા. તેથી પિતાની સામે થયા, ને છાંયાના કિલ્લામાં ભરાણા. પણ હારીને છેલ્લે પિતાને શરણે આવ્યા.

+

# વાર્તા ચૌદમી—રાજમાતા રૂપાળીબા

પ્રથીરાજજી દેવ થયા ત્યારે કુમાર ભોજરાજજીની ઉંમર ૮ વર્ષની. તેથી રાજમાતા રૂપાળીબાને માથે રાજ્યભાર પડયો. એ કામ તેમણે ઘણી સારી રીતે ચલાવ્યું. ખરચમાં કરકસર કરીને તથા સાદું જીવન કરીને તેમણે રાજ્યની તિજોરી તર કરી.

ચક પાછળ બેસી તેઓ પંડે અરજદારોની અરજીઓ સાંભળતાં, ને ચોખ્ખો ન્યાય આપતાં. આ કામ માટે તેઓએ બપોરનો સમય નક્કી કર્યો હતો.

સવાર સાંજનો સમય તેઓ ધર્મનાં પુસ્તકો સાંભળવામાં ને પૂજા પાઠમાં ગાળતાં. તેમનાં ધર્માદાનાં કામો પણ ઘણાં જોવાય છે. પોરબંદરમાં રૂપાળીબા તળાવ, કેદારકુંડ ને કેદારેશ્વરનું દહેરૂં. એ તેમનાં કરાવેલાં. માધવપુરનું હાલનું મંદિર પણ તેમનું જ ચણાવેલું. બાળારાજા ભોજરાજજી ઉપર ધર્મની ઉંડી છાપ પણ એમણે જ બેસાડેલી. જે

છાપ પુત્રના જીવનમાંથી ઘડપણ લગી ભૂંસાણી નહિ. એ ભલાં રાજમાતા દેવ થયાં ત્યારે કુમાર ભોજરાજજી (ગાદીપતિનું નામ રાણા વિક્રમાતજી) ની ઉંમર ૧૮ વર્ષની હતી.



# વાર્તા પંદરમી—રાણાશ્રી વિક્રમાતજી

રાજમાતાનો સ્વર્ગવાસ થતાં રાણાશ્રી વિક્રમાતજીએ રાજ્યકાજ હાથમાં લીધું.

સંવત ૧૯૦૩ માં અંગ્રેજી સત્તા સામે દેશી સિપાઇઓએ બળવો કર્યો; કેટલાક સ્વાર્થી રાજાઓ તેમાં ભળ્યા. તેમણે ગોરા સિપાઇઓ તથા સાહેબોને ઠાર કર્યા. વળી નિરપરાધી મડમોને બાલબચ્ચાં સાથે ઘાતકી રીતે હણી. રાણા વિક્રમાતજીને આ વાત ન રૂચી. આથી વિલાયતથી આ દેશમાં ગોરૂં લશ્કર ઉતર્યું. એમાંની કેટલીક ટૂકડીઓ પોરબંદરને કિનારે પણ ઉતરી. એ ટૂકડીઓ આ દેશના રસ્તાથી અજાણી. રાણાશ્રીએ તેમને કાંઠે ઉતારવાની, ખાવાપીવાની ચીજો પૂરી પાડવાના, માર્ગમાં આવતી નદીઓ સાચવીને ઉતારવાની, ને એવી એવી ઘણી મદદો કરી. ને એ રીતે તેમણે અંગ્રેજ સરકાર સાથે પૂરી મિત્રાચારી ને વફાદારી બતાવી. આથી મહારાણીશ્રી વિકટોરીઆએ જ્યારે "કેસરે હિંદ"

નું પદ ધારણ કર્યું, ત્યારે આ રાજ્યને "પાદશાહી–વાવટો" આપ્યો છે.

બાળકોને ભણવા સારૂ એમણે પહેલ વહેલી નિશાળ +પોરબંદરમાં ઉઘાડી.

ભયંકર બ્હારવટીઆ મૂળુમાણેકને એમણે વાછોડામાં ÷માર્યો.

રાણાશ્રીની ઉંમર ૫૫ વર્ષની થઇ ત્યારે રાજ્યનો ભાર અંગ્રેજ સરકારે પોતાની સીધી દેખરેખ નીચે* લીધો.

રાણાશ્રીએ જીવનનો પાછલો તમામ વખત ધર્મકાર્યો કરવામાં ગાળ્યો. તેમનું જીવન ઘણું સાદું ને પવિત્ર હતું. સંવત્ ૧૯૫૬ માં તે કૈલાસવાસી થયા. એટલે તેમના સ્વર્ગસ્થ યુવરાજ માધવસિંહજીના પાટવી પુત્ર શ્રી ભાવસિંહજી સા. ગાદીપતિ થયા.

---

+ સંવત્ ૧૯૦૧ માં. ÷ સંવત્ ૧૯૨૫ માં.
* સં. ૧૯૪૨ માં.

## પહેલું એડમિનિસ્ટ્રેશન.

સંવત ૧૯૪૨ થી ચૌદ વર્ષ આ રાજ્ય અંગ્રેજી સીધી દેખરેખ નીચે રહ્યું. એ પહેલું એડમિનિસ્ટ્રેશન. એમાં ૭ એડમિનિસ્ટ્રેટરો થયા. જેમાંના શ્રી. શંકર પાંડુરંગ પંડિત એ દેશી હતા. ને મી. લેલી, મી. કેનેડી, મી. મોરીસન, મી. ક્વીન, મી. સ્નેલ ને મી. ફ્રેન્ટન એ છ ગોરા એડમિનિસ્ટ્રેટરો હતા. રેલવે× તાર, સડકો, નિશાળો, દવાખાનાં વગેરે કેટલાક સુધારા એ વખતે થયા. વળી હાલ જે રાજબંધારણ જોવાય છે તે પણ એ વખતે ઘડાએલું છે.



× સંવત ૧૯૪૬ માં પોરબંદર રેલવે ખુલ્લી મૂકાણી.

# વાર્તા ૧૬ મો—રાણાશ્રી ભાવસિંહજી.

એ નામદાર ગાદીએ બિરાજ્યા એજ વરસ છપનીઆ જેવા ભયંકર દુકાળનું હતું. આથી તરતજ વસ્તીને નભાવવાનું કામ તેમણે હાથમાં લીધું. ગામેગામ સોંઘેભાવે અનાજ આપવાની દુકાનો ખોલાવી. નવાં બાંધકામો ખોલ્યાં. ખેડુતોને નાણું ધીર્યાં. ને ઢોરો માટે વીલાચારા ઉઆડાવ્યા. આથી વસ્તીએ તેમને દુલા-ભાવનું નામ આપ્યું.

દુકાળ ગયાં બે વરસ ન થયાં, ત્યાં તો આ દેશમાં મરકીએ પહેલોજ દેખાવ દીધો. મરકીની અસરવાળા માટે જૂદી ગોઠવણ કરી. તેમાં રહેનાર માટે દવા ને સરસામાન પૂરાં પાડયાં. શહેરના લતાવાર ભાગ પાડી તેના પર કામ કરનારા ગોઠવ્યા. ને વસ્તીની ભારે સંભાળ લીધી.

એ નામદારનો સ્વભાવ ઘણો ઉદાર હતો. કવિ પંડિતો પર તેમને ભારે પ્રીતિ હતી. સિંહના શિકારનો તેમને શોખ હતો. રાજ-

મહેલની સુંદર કચેરી એ એમનો બાંધકામનો શોખ બતાવે છે.

એ નામદારનાં લગ્ન મોરબી, લખતર, શાહપુર, વીરપુર ને ભાવનગરના રાજવીઓનાં રાજકુમારીઓ સાથે થયાં હતાં. જેમાંનાં પહેલાંનાં ત્રણ રાણીઓ તો સ્વર્ગવાસી થયાં છે.

સં. ૧૯૫૭ ના અસાડ શુદિ ૧૪ ને શુભ દિવસે ભાવનગરવાળાં ધર્મમૂર્તિ બાસાહેબ શ્રી રામબા સાહેબે આપણા હાલના મહારાજા મહારાણાશ્રી નટવરસિંહજી સાહેબને જન્મ આપ્યો. તે વખતે રાજા પ્રજામાં ભારે આનંદ પથરાઇ ગયો. આ મંગળ દિવસે એટલા માટે જ આપણે તહેવાર પાળીએ છીએ ને તમને સાકર વહેંચીએ છીએ.

આઠ વરસનો ભલો અમલ પૂરો થયો, ત્યાં તો એ નામદારશ્રીને ક્ષય રોગ લાગુ પડયો, ને તેમાં જ એ ભલા ભૂપતિ સ્વર્ગવાસી થયા. આ બનાવ ખંભાળાની ટેકરી ઉપર સંવત્ ૧૯૬૫ ના માગશર વદિ ૩ ને રોજ બન્યો. દેશમાં એથી ભારે શોક ફેલાયો.

## બીજું બ્રિટિશ એડમિનિસ્ટ્રેશન.

નામદાર મહારાણાશ્રી નટવરસિંહજી સા. ની ઉંમર એ વખતે માત્ર આઠ વરસની હોવાથી આ સંસ્થાનમાં ફરીવાર એડમિનિ-સ્ટ્રેશન થયું. ને તે ૧૧ વર્ષ ચાલ્યું. એમાં ચાર એડમિનિસ્ટ્રેટરો થયા. એમાંના શ્રી વાઘેરા વાજસુરવાળા એ દેશી એડમિનિસ્ટ્રેટર હતા. ને મેજર કૅાન્ડન, મેજર હેન્કૅાક ને કરનલ ઓબ્રાયન એ ત્રણ ગોરા એડમિનિસ્ટ્રેટરો હતા.



# વાર્તા ૧૭ મી—મહારાજા મહારાણાશ્રી નટવરસિંહજી

## (ભાગ ૧ લો.)

વિદ્યાર્થીઓ ! આપણે અત્યારે જેમના શિતળ અમલ નીચે બેઠા છીએ ને જાત જાતનાં સુખો ભોગવીએ છીએ તે આપણા મહારાણા બાપુશ્રી નટવરસિંહજી સા૦ ની વાત હવે કહું છું.

પિતાનું સુખ આઠ વરસની નાની ઉંમરમાંજ નાશ પામ્યું. એટલે રાણાશ્રીને ઉછેરવાનું કામ એકલાં રાજમાતા શ્રી રામબા સા. ને માથે આવ્યું. બહુજ સાવચેતી ને ખંતથી તેમણે તે ઉપાડી લીધું. ધર્મપ્રેમી રાજમાતાએ ધર્મના પવિત્ર સંસ્કારોનાં બીજ નાનપણમાં જ રાણાશ્રીના કોમળ હૃદયમાં વેર્યા. જે અત્યારે ફાલી ફૂલી રહેલાં જોવાય છે.

ઉંમર થતાં રાજકુમાર કોલેજમાં—રાજકોટમાં ભણવા પધાર્યા. પોતાની બુદ્ધિ તથા ઉંચા ગુણોથી એ શ્રીમાને કોલેજના શિક્ષકોની

ભારે પ્રીતિ મેળવી. સૌથી પહેલે નંબરે 'ડી-પ્લોમા'ની પરીક્ષા પાસ કરી. શરીર પણ મજબુત કર્યું, ને ક્રિકેટ વગેરેમાં ઇનામો મેળવ્યાં.

સં. ૧૯૭૪માં યુરોપમાં મોટી લડાઈ જાગી. નામ૦ રાણાશ્રીએ અંગ્રેજ સરકારને જે જોઇએ તે મદદ આપવાની ઇચ્છા બતાવી. આવા ગુણો ને વફાદારીથી રાજી થઇ સરકારે વંશ-પરંપરા લગી "મહારાજા" નો ઇલ્કાબ ને ૧૩ તોપોની સલામીનું માન આપ્યું.

લાયક ઉંમર થતાં સં ૧૯૭૬ની વસંત-પંચમીને સારે દિવસે સરકારે પહેલા ક્લાસની બધી સત્તા સાથે રાજ્યની લગામ નામ૦ ને સોંપી. એ વખતે પ્રજામાં ભારે આનંદ થયો. ને તેમણે પોતાના વહાલા રાજાને ઘણાં માન-પત્ર આપ્યાં.

ગાદીપતિ થયા પછી તરત લગ્ન થયાં. નામદારનું વેવિશાળ નામ૦ લીંબડીના રાજા દોલતસિંહજી સા. નાં રાજકુમારી શ્રી રૂપાળીબા સા. સાથે થયું હતું. શુભ દિવસે પંડે હાથે-

આજે પરણવા લીંબડી પધાર્યા. ધામધૂમે લગ્ન થયાં. માનવંતાં મહારાણી સા. પણ ખૂબ ભણેલાં ગણેલાં છે. ને ઘણા સદ્દગુણો ધરાવે છે. એ પ્રજાનાં મહાભાગ્ય છે.



## વાર્તા ૧૮મી—મહારાજા મહારાણાશ્રી નટવરસિંહજી
### ( ભાગ ૨જો. )

રાજતંત્ર હાથમાં લઇ મહારાજાશ્રી રાજ્ય ચલાવવા લાગ્યા છે. નિયમસર રોજ ઓફીસમાં આવવું, અરજદારને મળવું, તેની અરજ ધીરજથી સાંભળવી, તેને ન્યાય આપવો, પ્રજામાં છૂટથી મળવું, તેમની હરકતો જાણવી, ને તે દૂર કરવી; આ બધાં એઓશ્રીનાં નિત્યનાં કામો જોવાય છે.

મહારાજાશ્રીએ યૂરોપની મુસાફરીઓ કરી છે, ને તે આજલગીમાં બે વાર. ત્યાંની રાજવ્યવસ્થા જોઇ છે. કારખાનાં જોયાં છે. સુધારા જોયા છે. "મારી પ્રજા સુધરે, ત્યાંના જેવી ઉદ્યોગી થાય" એવી એઓશ્રીની ઉમેદ છે; માટે સારી સ્કોલરશીપો આપે છે, ને વિદ્યાર્થીઓને પરદેશમાં શીખવા મોકલે છે, પ્રદર્શનો ભરે છે, ને પ્રજાના હુન્નરોને ખીલવવા ધારે છે. ખેતીને સુધારવા ઉપાયો કરે

છે. નવાં ઝાડો વવરાવે છે ને દેશને લીલોછમ કરવા જાતે મહેનત લે છે.

વસ્તીને સગવડ થાય માટે રાજ્યે પોતાની બેંક ખોલી છે. ને બીજી મોટી બેંકની શાખા પણ અહીંઆં આણી છે. પડોશનાં રાજ્યના લોકો અહીં આવવા લલચાય છે. કેટલાક તો અહીં આવી મકાન બાંધીને પણ રહ્યા છે.

રાત વખતે પોરબંદરને જુઓ. વિજળીથી ઝળાંઝળાં લાગશે. એ બધો નામદારનો પ્રતાપ !

દિલ્હીમાં "નરેન્દ્રમંડળ" નામની રાજાઓની સભા છે. નામદારશ્રી તેના સભાસદ છે. માયાળુ ને ઉદાર સ્વભાવને લીધે હિંદના નાનામોટા ઘણા રાજાઓ નામદારના મિત્રો બનેલા છે. મુંબાઈના માજી ગવર્નર ના૦ જ્યૉર્જ લૉઇડ સા૦ અને દિલ્હીના હાલના વાઇસરૉય નામ૦ ઇરવિન સા૦ મુલાકાત લેવા પોરબંદરમાં પધાર્યો હતા, ને રાજ્યની સારી વ્યવસ્થા જોઇ સંતોષ બતાવી ગયા છે.

નામ૦ શ્રી પોતાના ધર્મપર શ્રદ્ધાળુ છે,

ને બીજા તમામ ધર્મો તરફ માનથી જોનારા છે.

શાણી સરકારના એ સાચા ને વફાદાર મિત્ર છે. પોતાનાં માતુઃશ્રીના એ માતૃભક્ત સત્પુત્ર છે. વસ્તીના પ્રેમાળ પિતા છે. નિરાધારોના એ આધારરૂપ છે. એઓશ્રી પાસે પહેલા વર્ગના રાજ્યની ઘણી સત્તા છે, છતાં તેઓશ્રી શાંત છે, પવિત્ર છે, ઉદાર છે ને નિરાભિમાની છે. આથી પોરબંદરની પ્રજા રામરાજ્યનો અનુભવ કરે છે, ને ચાહે છે કે નામ૦ મહારાણાશ્રીના બધા મનોરથો પ્રભુ સફળ કરે. રાજમહેલ રાજકુમારોનાં રમ્ય પારણાંએ શોભે, નામદારશ્રી સહકુટુંબ દીર્ઘાયુ ભોગવે, ને સૌનો સદા જય જયકાર થાય. તથાસ્તુ.



